# મુંબાઈનાં શેઠાણી.



૨૦૭૨૫

કીંમત એક આનો

નકલીઆઓથી ચેતા

## સુધરેલી શેઠાણી—

છાને કહે છટકેલી, પીટયા મને છાને કહે છટકેલી.
હું તો ફેશનમાં ઘેલી બનેલી—
પીટયા મને છાને કહે છટકેલી.
ફીઅર તજીને ડીયરની સાથે, ગાર્ડનમાં જાઉં હું વહેલી,
પોલસનની ટી અને દિલ્હીનાં બીસકુટ—
તાજાં તાજાં ખાઉં પહેલી;—પીટયા.
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર
સ્વપ્ને ન કોઇએ દીઠેલી,
પોલકાંને ચોળીઓનો પાર નથી મ્હારે
ફ્રેન્ડોએ પ્રેઝંટ કીધેલી;—પીટયા.
નવસેરા હાર સાચા મોતીના સુંદર
બંગડીઓ માણેકે મઢેલી,
બેસી મોટરમાં જાઉં હું ચોપાટી
વીદ્યા હું પાકી ભણેલી;—પીટયા.

---

બી૦ એમ. બી. પટેલની પાસેથી હક બક્ષીસ લઇ
છપાવી પ્રસીદ્ધ કરનાર,
બુકસેલર—જડુલાલ નારણદાસ મુ. નડીઆદ.

# પરણેલાનો પસ્તાવો.

(રાગ—ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર)

ટેક—

હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું તું
પરણેલાને નજરે જોતાં હૈડું તો હરખાતું તું. ૧
ઘર દુકાનો વેચી દઇને રૂપીઆ સો ભેળા કીધા
લાડીજીને હોશે મળવા થોડા કંઈ કરજે લીધા. ૨
બેરી પરણ્યા શુભ લગ્નથી કોડ કર્યા સરવે પુરા
સુખ સઘળું હોળીમાં હોમ્યું ઇજ્જતના કીધા ચુરા. ૩
પ્રથમ આણે શાણી રાણી લાજ મહિ લચકાતાં'તાં
સાથે ફરવાનું હું કહેતો ઇજ્જતમાં અચકાતાં'તાં. ૪
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સારી
મેં જાણ્યું જે કામ થયું છે સદ્‌ગુણી પામ્યો નારી. ૫
પછી પધાર્યાં બીજે આણે પ્લોટ સહુ બદલાયો છે
બકરી જેને હું ગણતો તે વાઘ થઇને આવ્યાં છે. ૬
બે ત્રણ દિવસ થયા એટલે મકાનમાં ખામી કાઢી
આ ઘરમાં હું નહીં રહેવાની કહીને રીસાયાં લાડી. ૭
હુકમને મેં માનજ આપ્યું ઘર બીજું ભાડે લીધું
હાગીના માટે વહાલીએ આમંત્રણ બીજું દીધું. ૮
નોટીસ મળતાં હું ગભરાયો તોપણ હિંમત મેં રાખી
શું શું જોઇએ શાણી શ્યામા મૂખેથી દયોને ભાખી. ૯

ઝાંઝરની જોડી મારે જોઈએ એરીંગની જોડી લાવો
લોકેટ ગીનીના સોનાનું લેઇ વાલા વેલા આવો ૧૦
બંગડીઓની જોડી લાવો સાચા મોતીની સ્વામી
સાડી કસબી લાવો જેવી પહેરે મારી મામી ૧૧
તુર્ત તડાકો મે તો કીધો પાઈ નથી પાસે મારી
સઘળું વેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી ૧૨
સુણતાં વાલી વીલાં પડયાં તરત તાડુકો કીધો
પરણી તમને તેમાં કહોને મેં શું કાંઇ ગુન્હો કીધો ૧૩
મેં માગ્યું તે મારે જોઈએ તેમાં કાંઈએ નહી ચાલે
થઈ ભીખારી કેરી નારી તે તો આ હુઇડ સાલે ૧૪
ઘાટી વીણ ઘડીએ નહી ચાલે મનમાં લેજો વિચારી
રસોઈ હાથે રાંધું છું તે માટે સમજો છું સારી ૧૫
સુણી આખી સુધરી તોયે આપ રહ્યા હમ્બગ જેવા
દાળ થઇ માટે સીધાવો આદુ ને મરચાં લેવા ૧૬
ઘાટી માફક ગણવા લાગી ઓર્ડરથી અકળાવે છે
નવા નવા બુટ્ટા ઉઠાવે આંતરડી કકળાવે છે ૧૭
તુર્ત રોકડો જવાબ દે છે જરા કદી હું ગુસ્સે થાઉં
વેરીસોરી ઓમાઇહસબન્ડ આઈએમ ગોઈંગ ડીયરનાઉ ૧૮
ગયો જમાનો જુનો ચાલી ફેશનમાં વહાલા મહાલો
દાગીનો જુનો વેચી દઇ નાટક જોવાને ચાલો ૧૯
ટેલીફોનથી ટીકીટ કરાવો ફર્સ્ટકલાસ રીઝવર્ડ વ્હાલા
અપ ટુ-ડેટ બનીને ચાલો બીચાર શા કરવા કાલા ૨૦

# શેઠની—( કરૂણાજનક કથની )

( રાગ—ગઝલ )

સુધારાની મઝા ન્યારો જમાનો જાય છે સારો,
જુઓને આ દશા યારો અમારી આમ બાબત છે.
જુઓ મુંબઈ તણી નારી બતાવે ડોળ તે ભારી,
ફરે થઈ રાયની રાણી અમારી આમ બાબત છે.
દયાળુ મા અને બાપે લગન તો માહરાં કીધાં,
હિસાબો તેહના આપું અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર મહારી પ્રેમદા પ્યારી.
અમે અમ પાસ બોલાવી અમારી આમ બાબત છે.
કરૂં કોઈ જાતનો ઓર્ડર નથી તે ધ્યાનમાં લેતી,
ફરે તે થઈને મદમાતી અમારી આમ બાબત છે.
બધાંએ ઘર તણાં કામો અમો અમ હસ્તથી કરતા,
દુ:ખી છે જીંદગી મારી અમારી આમ બાબત છે.
ભરૂં મમ હસ્તથી પાણી પછીથી ઉઠતી રાણી,
ચલાવે હુકમો શાણી અમારી આમ બાબત છે.
કરી દાતણ પછી ઘરમાં પદમણી પાટલે બેસે,
પછીથી ચાહ તે માગે અમારી આમ બાબત છે.
ધસે વાસણ બધાં માંજુ રસોઇ હાથથી રાંધુ.
કરે ભોજન પછી પત્ની અમારી આમ બાબત છે.

કરી પત્ની તણી સેવા કહો તો નોકરી જાઉં.
પુરા પરતંત્ર ત્યાં થાવું અમારી આમ બાબત છે
બધા આ કષ્ટને લીધે દુખી મમ જીંદગી થાતી.
ભલે મરવું અરે એથી અમારી આમ બાબત છે.
મઝા મુંબઇ તણી જોતાં મુરખ ફેશન મહી ફરતાં,
પછી પસ્તાઇને રડતા અમારી આમ બાબત છે.
પગાર પચીસ તો આવે પ્રીયા પાંત્રીશ ખરચાવે,
દયા દીલમાં નહી લાવે અમારી આમ બાબત છે.
બતાવે દમ ઘણો નારી ચલાવે હુકમો ભારી
ફરે નીત બાગમાં રાણી, અમારી આમ બાબત છે.
ઘરેણાં અવનવાં માગે વખતપર હાડકાં ભાગે.
કહે શું કામ પરણ્યાતા અમારી આમ બાબત છે.
દરદ નીત્યે નવું થાયે રહું હું ઘેર જ્યાંસુધી,
કરે ઠણુકા ખરા ખોટા અમારી આમ બાબત છે.
પથારીમાં પડી રહેતી મીઠાઈ મોજથી ખાતી.
દુ:ખી મમ જીંદગી થાતી અમારી આમ બાબત છે.
ભરૂં નીત્ય બીલ વઈદોનાં છતાં સાજી નથી થાતી,
ચલાવે ઢોંગ બહુ ખોટા અમારી આમ બાબત છે.
ખરીદી હાથથી કરતી લખાવી નામ પર મારા,
કહો બીલ ક્યાં થકી ભરવું અમારી આમ બાબત છે.
મંગાવે અવનવી ચીજો અમારે લાવવી ક્યાંથી,
નથી પેદાશ કંઈ જોતી અમારી આમ બાબત છે.

પધારી પ્રેમથી કરવી મીયાની હાજરી ભરવી
નથી નવરાશ પણ પળની અમારી આમ બાબત છે

ગુમાવી દેશની મુંડી અહી પરદેશમાં આવી
છતાં ખુશ ના થઈ નારી અમારી આમ બાબત છે

હતી અમ દેશની અંદર બધાંએ કામ ત્યાં કરતી
નથી અહીં કોઈથી ડરતી અમારી આમ બાબત છે

વખત વીચારીને રંડા કરે દર્શનનું બહાનુ
સીધાવે યારના ઘરમાં અમારી આમ બાબત છે.

યારોથી તે લઈ નાણું લુંટાવે માલ યૌવનનો
ભરે પાછાં ઘરે પગલાં અમારી આમ બાબત છે

હમેશાં આટલી મોડી કહે તું કયાંથી આવે છે
ગયા છે બાર જો વાગી અમારી આમ બાબત છે

થયાં દર્શન બહુ મોડાં ભર્યાંતાં કુલ હીંડોળે
ભમીતી મેદની ઝાઝી અમારી આમ બાબત છે

સખી એક મંદીરે આવી મુંને ગઈ સંગ બોલાવી
તજો કચકચ તમે ખાલી અમારી આમ બાબત છે

મટી જંગલી બનો શહેરી મવાલી કયાં સુધી રહેસો
પધારી કેમ નથી કીધી અમારી આમ બાબત છે

સુતાં જઈ સોય શેઠાણી જણાવી રીસ ઉપરથી
પતીને રોકૂમાં દાબી અમારી આમ બાબત છે

## શેઠ—શેઠાણીનો સંવાદ

( રાગ—ગઝલ )

શેઠાણી—અરે સ્વામી તમે મારા ઘડાવો બંગડી પ્યારા
વળી હીરા તણી ચુની કહો તમે લાવશો ક્યારે
શેઠ—અરે પ્યારી હવે મારી સુંણાવુ વાત હું સારી
નથી પઇશા કને મારી કહે હું શું કરૂં પ્યારી
શેઠાણી—ભગત કે દીનને આપો છતાં અહીં આમ શું ભાખો
ગમે તો આજથી કરીને મને તે સર્વ આણી દો
શેઠ—ભગત કે દીનને હુ તો જમાડું અન્નને પાણી
પણ નહી પાસ છે મ્હારી રૂપીઆ નોટ કંઈ નારી
શેઠાણી—રૂપીઆ સાઠ લાવો છો વળી બીજુ કમાવો છો
છતાં માથું હલાવો છો કહો એ રીત શું સારી
શેઠ—ખરચ મુંબઇ તણું ભારી વળી જો થઈએ આજારી
કહે હું શું કરૂં પ્યારી નથી કંઈ પાસ દ્રવ્ય મ્હારી
શેઠાણી—નહી લાવો તમે વાલા જરૂર હું જઈશ પીયર મારા
પછીથી ચાય તે કરજો વળી તેથીજ મારે શું
શેઠ—અરે રંડા કહું તુજને બતાવે બીક શું મુંજને
ભલે જાને પીયર તારા થશે કંઈ હાલ મમ સારા
શેઠાણી—પીયર શું કામ હું જાઉં ઝડપથી ઝેર હું ખાઉં
પછી વઈકુંઠમાં જાઉં તહાં જઇ નામ દીપાવું
શેઠ—ન પઈસો ઝેરનો ખરચો તમે જઇ કુપમાં મરજો

સુખે જઈ નર્કમાં ઠરજો નહી પ્રીતર તમે કરજો
શેઠાણી—નહી કંઈ નર્કમાં જાઉં ઝટપથી ભુત હું થાઉં
ચુસી તમ માતને ખાઉં ન સમજે જંપવા દેઉં
શેઠ—વદો છો શું અરે સાચુ ભુવાને હું જઇ યાચું
ભરૂં મરચાંથી તુજ ડાચું ન ખરૂં તુંજ વીણ હું કાચુ
લેખક—સુણીને એવું શેઠણી હ્રુદયમાં ખુબ અકળાણી
પતીને દાબમાં લેવા કરે છે ઢોંગ એ કેવા
શીશો ગ્યાસતેલનો લાવી અમુલ્ય સાડી ભીંજાવી
પછીથી કાંડી સળગાવી
શેઠાણી કહે હું ઝટ બળી જાઉં
ન જીવું હું મરી જાઉં સ્રીહત્યા આળ આપીને
ચઢાવે ફાંસીએ સરકાર ન દેશો દોષ કંઇ મુજને
લેખક—ઠગાયો સ્રીચરીત્રોથી પતી ન મર્મ કંઇ સમજ્યો
શેઠ—કહે હાર્યો હવે વ્હાલી મુંને તું માફ કર શાણી
નીસાસો શું અરે નાખે મુંકુ ઘરબાર ગીરો જઈ
સોમાજી શેઠ પીરેછે રૂપીયે એક આનોલઇ
કરૂં ઇચ્છા પુરી તારી વસાવું બંગડી સારી
હીરાનો હાર જે સુંદર સવારે લાવું હું સત્વર
લેખક—લખાણુ આતું રહ્યુ બાકી લખું શું ભાગ બીજામાં ?
આંખો ઝટ મુજ ખુલી ગઇ સ્વપ્નની વાત પુરી થઇ

# સુધરેલાનો સંતાપ

( રાગ—ગઝલ )

સુણો સાથી સુધારાના ! અરે સૌ આંહી આવોને;
તમારા આપણે ભુલ્યો હવે રસ્તો બતાવોને સુણો.
તમારા રાહ પર ચાલી સુધારો ઘર વીષે ઘાલી
પીધી મ્હેં ઝેરની પ્યાલી તમે તેથી બચાવોને સુણો.
પ્રીયાનાં પોલકાં લાવી નવીન પોષાક પહેરાવી;
ગરીબી ઘર વીષે ઘાલી હવે તેને હઠાવોને ! સુણો.
પ્રીયા ઘર કાજને છોડી ચઢાવી બુટની જોડી;
હવા ખાવા જતી દોડી કહે "નોકર વસાવોને"! સુણો.
"નથી હું કાંઇ ભઠિયારી નથી કૈં કામ કરનારી;
હવે હકદાર હું નારી નીયમસરનું બજાવોને ! સુણો.
સુધારો આપણે સાથે નહિ ખાના કરૂં હાથે;
પિયુજી રાંધવા માટે રસોયો એક લાવોને ! સુણો.
સુશોભીત ડ્રેસ લાવોને સરસ ચશ્મા અપાવોને;
હુકમ મારો બજાવોને મડમ મુજને બનાવોને ! સુણો.
જવું ફરવા પગે ચાલી સુધારાની નહિ ખ્હાલી;
દિયો એ આપદા ટાળી સરસ સાઇકલ અપાવોને ! સુણો.
બનું હું સાચની રાણી જવું નાટક વીષે જાણી;
ટીકીટ લાવો તમાસાની સુધારાને વધાવોને ! સુણો.

ઘણું છે કામ તમ માથે તમે ન આવશો સાથે;
કુલાજી ફ્રેન્ડને માટે ટીકીટ બીજી મંગાવોને ! સુણો.
અહોભા શું બનો એમાં કુલાજી સાથ છે તેમાં;
સુધારો છે રહ્યો જેમાં જરા વિશ્વાસ લાવોને ! સુણો.
સુધારાના થયા સાથી પછી ખટપટ કરો આ શી;
કરે અજ્ઞાનીઓ હાંસી કુધારાને હરાવોને ! સુણો.
સુધારો આ જુવો યારો ! તમોને જે અતી પ્યારો;
હવે લાગે મને ખારો ! ભલે ભપકો બતાવોને ! સુણો.
ખરચ્ચ પોષાય કયમ આવું મુસારો સાઠનો લાવું;
બીયાને કેમ સમજાવું જરા યુક્તિ જણાવોને ! સુણો.
રસોયો ક્યાં થકી રાખું હૃદયનું દુખ ક્યાં દાખું;
નિશાસા હાય હું નાખું દયા દીલમાં ધરાવોને ! સુણો.
છકેલી કૈં થઈ નારી જરાયે લાજ ના ધારી;
પતિ તો શાક તરકારી પતિવ્રત તો વળાવોને ! સુણો.
લજાવ્યા તાતને ! કૈં એ બનાવ્યા ભ્રાતને કૈં એ;
ડુબાવ્યું કુળ હા ! કૈં એ ભલે દીલને મનાવોને ! સુણો.
સુધારો એ તમારો તો ભલે તમને મુબારક હો !
અરે પસ્તાઉં શું પુછો પ્રભુ તેથી બચાવોને ! સુણો.

* * * *

મણી શંકર કહે શાણા ભવાડા આ સુધારાના;
સુણીના લેખશો પ્યારા અરજ દીલમાં ઠસાવોને ! સુણો.

લેખક—" મણિકાન્ત "—( તે શંકરલાલ મગનલાલ પડયા )

# કળિયુગના બ્રાહ્મણો ! કે જુલ્મી જમાનો !

( રાગ ગઝલ )

કુડો કળી કાળ શો આવ્યો જમાનો ભાઇ બદલાયો
અધર્મે ધર્મ ચંપાયો કળીતો સત્ય પર ફાવ્યો ૧
ગયું બ્રાહ્મણપણું ચાલી ગઈ બ્રહ્મતેજની લાલી
ગયા ભુદેવ પીનારા પ્રાણસમ સોમ રસ પ્યાલી. ૨
હવે તો સ્નાન સંધ્યામાં ઉઠે છે બહાર બોટલનો
ગણીકા ગાનનો ચસકો પડયો છે હાય હોટલનો. ૩
ગરજ ગાયત્રીની શી છે રમે રૂપચંદમાં (૧) મનડું
દેવ મંદીર હુસ્નગઝ (૨) છે ત્રીયા સાટે તપે મનડુ ૪
સમાધી ધ્યાન આચરણાં જગતને ભુતના ધાર્યાં
વળી પ્રાણાયમે ધ્યાનો મધુર મીષ્ટાનના પ્યારા, ૫
ચમકતું તેજ બ્રાહ્મણનું દીસે છે બાબરાં (૨) માંહે
વઇશ્વદેવજ સદા થાતું જમે છે લોજમાં જ્યાંહે ૬
અને આહુતીમાંતો પાઉં બીસ્કીટ ચ્હા ઇરાનીનો
ધુંમ્રપાને (૪) થતા ચઢ્યો ખરો ભપકો જુવાનીનો. ૭
લટકતી ટાઈ ઉપવીતમાં ગળે રૂદ્રાક્ષમાં કોલર
લગાવી પેન્ટ ને પટ્ટો કર્યું અળખામણું ધોતર. ૮
ફગેથી પાઘડી જાતાં બુટ બૉન્સ્ટોકના આવ્યા

---

(૧) લક્ષ્મી (૨) ગપાષ્ટક (૩) ફેન્સી વાળ (૪) સીગારેટના ધુમાડા

१०७२८



બીચારી ગૌમુખી હારી રૂપાળાં બેગ બાઈ ફાવ્યાં ૯
શ્રવણમાં ડેઈલી પેપરને મનમાં તાર રૂટરના
સમાધી વારૂણી પીને અહો સુવાય ગટરમાં ૧૦
શુદ્ધ સ્વાધ્યાયમાં શોધ્યુ સીનેમા રંગ બેરંગી
અને પારાયણે નાટક બીરાજે સાથમાં ભંગી ૧૧
સગવડને સોબને ખાતર કીધું ઘર સાફ વાળીને
વસાવ્યા સૂટ ! અંગરખાં અને બંડી બાળીને ૧૨
શ્વસુર ગૃહવાસોમાં તીર્થો અરે ! રહ્યા પ્યાલી ગંગાજળ
પિતૃભક્તમાં ગાળો જોખવી અરે ! એતો સપુતનું બળ ૧૩
સમાગમ સંતનો થાતો જઇ વારાંગના વાંસે
ગીતાનો પાઠ તો થાતો સદા નોવેલમાં ભાસે ૧૪
બનીને શિષ્ય ઇન્દ્રિના ગુરૂ તો પાદરી કીધા
નમસ્કારે પરસ્પરમાં અહો-હો હાથ લઇ લીધા ૧૫
વરદ હસ્તે સદા દેતા સફળ વરદાનને સ્હેજે
વળી સટ્ટો સટ્ટધમમાં આત્મહીત સ્પોર્ટીંગ કલબમાં ૧૬
જીવન સાફલ્ય પર સેવા કરી જીભડીની લપલપમાં
વળી ક્રોધે ભરાતાં શ્રાપ દેતા બ્રહ્મના તેજે ૧૭
અહો ! ભૂદેવ માગે છે આજ ભીક્ષા ઘરોઘરમાં
ન તરણું તૂટતું લાડુ જમી મસ્તાન હરહરમાં ૧૮
જગતના જે ગુરૂ આજે દયા માગે ફકીરોથી
ભુલી નીજ તેજ આત્માનું દબાવે છે અમીરોથી ૧૯

ઋષિ મુની પુર્વજો જેના કર્મયોગી મહાજ્ઞાની
નિરક્ષર બ્રહ્મ સંતોના ગણાતા આજ બગ ધ્યાની ૨૦
કર્મ કાંડે મચ્યા રહેતા જીવન નિજ શુદ્ધ ગાળીને
વૃત્તિઓ સંયમે રાખી કામને ક્રોધ બાળીને ૨૧
ન જેને સ્વપ્નમાં નિજ સ્વાર્થના દર્શન કદી થાતાં
ન તપ જપ ત્યાગને સેવા વિના સત્કાર્ય દેખાતાં ૨૨
અરેરે ! આજના બ્રાહ્મણ વિસારી ધર્મ નિજ બેઠા
ચુકી સત્કર્મને ભક્તિ ક્રિયક કળી કાળમાં પેઠા ૨૩
તરી શકતા ન પોતે કેમ તારે વિશ્વ વાસીને ?
અરેરે આજ તો આખુ જગત રહ્યું છેક ત્રાસીને ૨૪
હશે કો વીરલા બ્રાહ્મણ સદા બ્રાહ્મત્વના ધ્યાસી
સનાતન શુદ્ધ પરમાર્થી જતા જે પાપથી ત્રાસી ૨૫
પરંતુ જ્યાં નજર નાંખું જડે છે બ્રાહ્મણો કળીના
નિરક્ષર તેજ હીણાને પણ બળથી બન્યા બળીઆ ૨૬
ચક્રવર્તિ મહા નૃપતિ સદા સત્કાર કરતાતા
ચરણ રજ બ્રાહ્મણોની ભક્તિ ભાવે શીર ધરતાતા ૨૭
વળી નિજ આસને પધરાવતાં ફળ ફુલ અર્પીને
બનીને દાસ રાણીઓ ખડા રહે હાથ જોડીને ૨૮
મહા બળવાન રાજાઓ દયિતા અર્પતા પ્રિતે
અને જેમાતૃ પદ અર્પી કરંતા સેવ દ્રઢ ચી-તે ૨૯
વળી ક્યાં બ્રહ્મ દયિતાઓ મહા ગંભીર શીલણ થી
અને ક્યાં આજની એ બામણીઓ હા ? બોવાલણી ? ૩૦

અરે એ બ્રહ્મ સંતાનો ગયા સંતાઇ ક્યાં આજે ?
ગયા ક્યાં જ્ઞાની પંડિતો ડીગંતે કિર્તિ જસ ગાજે ૩૧
બ્રહ્મને જાણનારાઓ ખરા બ્રાહ્મણ કહેવાયે !
તત્વ પિછાણનારાઓ ખરા દ્વિજરાજ કહેવાયે ? ૩૨
વળી સાત્વિક વૃત્તિના શુધ્ધ પંડિત કહેવાયે !
શૂરવીર ધર્મ અભિમાની પ્રખર ભૂદેવ! કહેવાયે! ૩૩
કળિના બ્રાહ્મણો ભિક્ષા મદિરા માંસમાં ડુબ્યા,
વિષય જર વેરને ઝેરે અરે ! માથા સુધી ખુપ્યા ૩૪
અમે બ્રાહ્મણ પ્રભુ પ્યારા કહી ખુંખારો કરનારા
રહ્યા છે ભાટના જેવા મુછોએ હાથ ધરનારા ૩૫
કહું હું ધન્ય કે ધિક્કાર કળિના બ્રાહ્મણો તમને ?
અહિંસા વિસરી બેઠા શીખ્યા તદબીર તાલીમને ૩૬
કહો કેમ મેળવી શકશો ? તમે મુક્તિ પ્રભુ પદને
જગત્ ઉધ્ધારશો શું આપ વિસરી યમ નિયમ જપને ૩૭
જુવો વર્ધમાનને બદલે તમારે માટ યમ આવ્યા
સ્વર્ગ—મુક્તિ સટે તમને ઘસરડી નર્કમાં જાવા ૩૮
થશે ઈન્સાફ દરબારે તમારો ધર્મના રાજ્યે !
ન રૌરવ નર્ક વીણ બીજી જગ્યા ભલે તમને છાજે ૩૯
હજીયે સાંભળી શિક્ષા ઋષિ મુનિ પુર્વજો કેરી
મણિમય બ્રાહ્મણો કળિના ધરો સત્કર્મના દેરી. ૪૦

( લેખક—શ્રીયુત મણિલાલ મોહનલાલ પાદરાકર )
મુ. પાદરા તા. વડોદરા

# ઘાતકી પીતા યાને લગન કે ચીતા

( રાગ—ગઝલ )

પ્રભુ પ્યારા દયા નિધી, પિતાજી પાય હું લાગું;
બચાવોને મને બાપુ શરણુ હું આપનું માગું. ૧
થયો શત્રુ પિતા મારો અરે મમ રક્તનો પ્યાસી;
કહુ આ કષ્ટ હું કોને ઉગારો દીન આ દાસી. ૨
બજારે વેચવા બેઠો ગરીબ આ ગાયને પાપી:
કરે મુજ માંસનો પઈસો કલેજું માહરૂં કાપી. ૩
ઘુવડ ઘરડા ધણી સાથે વરાવાને મુને ધારે,
બનીને અંધ લક્ષ્મીના પિતા નિજ પુત્રીને મારે. ૪
ગરીબી ટાળવા માટે પિતા નિજ પુત્રીને વેચે;
ખરે નિજ સ્વાર્થને માટે મડા સાથે મુને દેશે. ૫
બીચારી માત મારીનું કહ્યું જમ દુત ના માને;
કકળતી તે બહુ ભારે કથન કઇ ના સુણે કાને. ૬
નથી કાંઈ આશ અવનીમાં હવે બાકી રહી મનમાં;
નિહાળી સૃષ્ટિનાં સુખો ઉઠે છે આગ આ તનમાં ૭
અરે ઓ માત મારીરે ખરે ઓ જન્મની દાતા;
બહુ આભાર તેં કીધા ઉછેરીને મુને માતા, ૮
નગુણી થઇ અરે હું તો જવું છું સાથરે તારો;
જઉ છું સ્વર્ગને વાટે ગણીને દેહને ખારો- ૯

સકળ સૃષ્ટી તણા સ્વામી ક્ષમા મમ દોશની દેજે;
કૃપાળુ ઇશ બહુનામી શરણ આ રંકને લેજે. ૧૦
પછી તે રંક બાળાયે ભરી તે ઝેરની પ્યાલી;
ગણીને તેહને અમૃત ઝપાટેથી કરી ખાલી. ૧૧
થયો લક્ષ્મી તણા લોભે પીતા પુત્રી તણો ઘાતી;
કહે માધવ ખરે એતો ગણાયે જગતમાં પાપી. ૧૨

# મ્હારૂં સ્વપ્નું

[ રાગ—આંખ વીના અંધારૂં રે ]

નારી વીના ઘેર તાળું રે. સદાય મ્હારે નારી વીના ઘેર તાળું;
એતો દીપક છતાં અંધારૂં રે— સદાય મ્હારે. ૧
જઇ પનઘટ પર હું બેસું રસીક રૂપાળી રામા દેખું;
રહું અંતર નારી સારૂં સારૂં રે— સદાય મ્હારે. ૨
સવારમાં જાગુ છું જ્યારે હળવું પડે હાથે મ્હારે;
માંજુ વાસણ-વાસીદું વાળું વાળું રે— સદાય મ્હારે. ૩
પાણી લાવું છું માથે નહી કોઈ આવે સાથે.
જગમાં જીવતર મારૂં ખારૂં ખારૂં રે— સદાય મ્હારે; ૪
સતનારાયણ તમે કૃપાળું બાંધા મેણું જો ભાગો મ્હારૂં;
શીરો ધરાવા ધારૂં ધારૂં રે— સદાય મ્હારે. ૫
એવી ઝંખના કરતો કરતો જઇને કુવા પર સુતો;
આવી નીંદ્રા સ્વપ્નુ ભાળું ભાળું રે— સદાય મ્હારે ૬
ન્યાતી બંધુ પંદર આવ્યા પરણાવા બાઈશી લાવ્યા;
શ્રીફળ ગોરે મને આદર્યું આદર્યું રે— સદાય મ્હારે ૭

મામા માસા કાકા કહે છે આ કન્યા અતિ સુંદર છે;
થઇ ખુશી ખુશી નિહાળું રે— સહાય મ્હારે. ૮
શાંતિલા ભોજનને દીધાં દુધપાક પુરી ભજીયાં કીધાં.
વરઘોડે ફરવા ધારૂં ધારૂં રે— સહાય મ્હારે ૯
નટપુરથી આણ્યાં તાસા રણકનાં સુરતી વાજાં;
ઘોડા સુંદર શણુગારૂં શણુગારૂં રે— સહાય મ્હારે. ૧૦
બની ઠણી સુંદર અલબેલો વરઘોડો ફરવા નીકળેલો;
અંતર મનસુબા ધારૂં ધારૂં રે— સહાય મ્હારે. ૧૧
બાઇરીને બાળક અવતરીયું નામ રૂડો રતનો પડીયું;
કીસ્મત ફળીયું સારૂં સારૂં રે— સહાય મ્હારે. ૧૨
પાંચ વરસનો રતનો થાતાં મહિસાગર નહાવા જાતાં
દુઃખનું આવ્યું વાદળ કાળું રે—સહાય મ્હારે. ૧૩
ગાડી સામ સામી અથડાઇ આમ ટ્રેન ગઇ તેથી ઉથલાઇ;
પડયો કુવામાં પાણી ભાળું ભાળું રે—સહાય મ્હારે. ૧૪
પાંચ શેર જ્યાં પાણી પીધું વહુ—બાળક કયાંથી દેખું
દુઃખ શું ઉચ્ચારૂં ઉચ્ચારૂં રે— સહાય મ્હારે. ૧૫
મુસાફર એક દયા લાવ્યો બહાર કુવામાંથી કાઢ્યો;
નારીનો મોહ વીદારૂં વીદારૂં રે— સહાય મ્હારે. ૧૬

---

અમદાવાદ, પાંચકુવા ચાર રસ્તે આવેલા શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં
ત્રીવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપી અને બુકસેલર જદુરામ
નારણદાસે નડીઆદમાંથી પ્રસિદ્ધ કરી.

# નકલીઆતોનો મોટો રાફડો

આ બુકની અતિશય લોકપ્રિયતા વધી જવાથી



આવૃત્તિ ૨

**આઠ માસમાં ૪૨૦૦૦ નકલનો જંગી ઉઠ**

આ ટાઇટલ "મહેશ" પ્રીન્ટીંગ પ્રેસ (૫૫૦ ભાગવાડી, ગીરગામ રોડ મુંબઇ-૪.) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે.